શ્રી ગણેશાયનમઃ

# મનહર—મેના.

નાટકનાં ગાયનો.

રચી અને છપાવી પ્રસિદ્ધ કરનાર


વિઠ્ઠલદાસ હેમજીભાઈ ભાવનગરવાળો.

શ્રી વિજય નૌતમ નાટક સમાજના માલીક



પ્રસીદ્ધ કરવાનું ઠેકાણું અંટેરા એ એ, થીએટર, મુંબઈ


---



---


શાહ ખુબચંદ અમીચંદના ધી સુરત જઈન એ. પ્રી. પ્રેસમાં

મણીશંકર નરભેરામ વ્યાસે છાપ્યું ખપાટીઆ ચકલા-સુરત

---

આવૃત્તિ ૮ મી ) ( પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૬ ) ( સને ૧૯૨૦

કિંમત ૦-૩-૦

## નામદાર મુંબાઇ સરકારની

ગવર્નમેન્ટ લેબોરેટરીમાં વિદ્વાન સરકારી કેમીકલ એક્ઝામીનરે અમારી બનાવેલી **બાદશાહી યાકુતી અનંગ વિલાસની ગોળીઓ એનાલાઇઝ કરીને** તેમાં કોઇપણ જાતની નુકશાનકારક ચીજ નથી એવું સરટીફીકેટ આપેલ છે. અને એ ઉમદા રજવાડી દવા અકસીર હોવાથીજ વિલાયતમાં પાસ થયેલા મોટા ડાક્ટરો, રાજા મહારાજાઓ, નવાબો તથા દેશી અને અંગ્રેજ ગૃહસ્થો અને મોટા સરકારી અમલદારોમાં પણ બહુ વખણાય છે.

# બાદશાહી યાકુતી.

## અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્યવીકારનાના તમામ વ્યાધી મટાડે છે. અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઈ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર. આ દવાના લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇપણ જાતના પરેજીની જરૂર નથી, ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા ૧૦)

## બાદશાહી યુનાની લેપ.

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે. અને તે નસોને પુરતી તાકાત આપે છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે, આઉંસ એકની ડબીના રૂપીઆ આઠ. તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

**ડાકટર કાળીદાસ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ.**

ॐ

श्री परमात्माने नमः

# મનહર મેના નાટકના

## મુખ્ય પાત્રો.

---

દેવી તથા બાળાઓ—નાટક સુચક.

મનહરલાલ—મુંબાઈનો લક્ષાધીપતિ યુવાન નર.

સુનંદા—મનહરલાલની સુશીલ સ્ત્રી.

લાલદાસ—મુંબાઈનો નામાંકીત ગૃહસ્થ મેનાનો પિતા.

મંગળા—લાલદાસની સ્ત્રી મેનાની મા.

મેના—લાલદાસની પુત્રી મનહરની પસંદગીથી પરણેલ સ્ત્રી

નટવર—મનહરનો ઉઠાવગીર મીત્ર.

અરજન—ગોવાગીણુ નામકા લાલદાસની વફાદાર.

હરીઓ—સોનગઢનો ખટપટી દરજી દેવશીનો આશક.

દેવશી—ઘાંચણની છોકરી દરજીના પ્યારમાં પડેલી.

પુરાણી—લાલદાસનો મુનીમ.

લાલશંકર—પુરાણીનો દીકરો.

પોલીસ ઇન્સપેકટર, સુરજ, ગોર, ડોશી, બાઇયો, મારવાડી દલાલો, સીપાઈઓ, સખીઓ વારાંગનાઓ વીગેરે.



# મનહર મેના નાટકનો ટુંક સાર

પ્રારંભમાં—મંગળાચરણ વસ્તુ વિવેચન.

પ્ર. ૧—પૈસાના મદમાં મગરૂર મનહરલાલનાં હવાઇ વિચારો સુનંદાનો સદ્બોધ, નટવરની ખળતા, બાદ સુનંદાને દરિયામાં ફેંકી દેવી.

પ્ર. ૨—હરીઆ દરજીએ દેવલી ધાંચણને લઇ મુંબઇ આવવું. બાદ પઇસાની તંગીને લીધે નટવરની સહાયતાથી દેવલીને બ્રાહ્મણ સાથે પરણાવવાનો પ્રપંચ.

પ્ર. ૩—બાલદાસ તથા મંગળાના મેનાને પરણાવવાના વિચારો, મેનાની માંગણીનો અનાદર. બાદ નટવરની મેના પ્રત્યે તુચ્છ ઇચ્છા નટવરનો તીરસ્કાર.

પ્ર. ૪—અચ્છનનો બગીચો, મનહરની પ્રેમ માગણી, અચ્છનને ધિક્કારી ચાલ્યા જવું. પાછળથી મેના સાથે મનહરનો સંકેત. સંયોગ. પરસ્પર પ્રેમ ગાઠ.

પ્ર. ૫—નકલી શ્રીમંત બાલદાસના પઇસા પચાવવાના તથા ખોટા મોહમાં દુનીયા ફસાવવાના પુરાણી સાથે પ્રપંચનો આબેહુબ ચીતાર.

પ્ર. ૬—નટવરની ખટપટથી પુરાણી સાથે હરીઆ હરજીનો આકાશ રૂપે મેળાપ દેવશીને કુવારી કન્યા તરીકે ઓળખાવવી બાદ લાલશંકરને ખબર પડવાથી એક બીજાને પરણવા માટે પરસ્પર તકરાર.

પ્ર. ૭—દાદરપરના બંગલામાં મનહર-મેનાના લગ્નની મીજલસ, નાચપાર્ટી, નટવરની ખટપટથી લાલદાસનું પોલીસને લઇ આવવું, મેનાની સ્વતંત્રતા, પોલીસની ધરપકડ, નટવરનું નાદારપણું, લાલદાસનો ગુસ્સો.

## ટેબ્લો.

# અંક ૨ જો



પ્ર. ૧—મનહર સામેના કેસમાં નાશીપાસ થયેલા લાલદાસનો પસ્તાવો બાદ નટવરને મળી મનહરને ખરાબ કરવાના વિચારો.

પ્ર. ૨—દરિયામાં ગુમ થયેલી સુનંદાનો હોડીવાળાના હાથથી અકસ્માત બચાવ પોતાના પતિ મનહરના ભોળપણ વિષે પ્રસ્તાવો.

પ્ર. ૩—મેનાનો સખીઓ સાથે વિનોદ મનહર-મેનાનો પ્રેમ પ્રસંગ. મેનાને થયેલ સ્વપ્નથી શંકાનું પડેલું પગથીયું બાદ નટવરે મનહરને ભંભેરી અચ્છનને ત્યાં લઇ જવો.

પ્ર. ૪—મનહરને ફસાવવા લાલદાસની અચ્છન સાથે મસલત ત્યાં નટવરે મનહરને લાવવું પઇસાની પાયમાલી નટવરે મેનાને આ બનાવ દેખાડવો.

પ્ર. ૫—નટવરની મદદથી હરીઆ દરજીએ એક કન્યાને બાપ દીકરા બન્ને સાથે એકી વખતે પરણાવવી.

પ્ર. ૬—પારકી થાપણ ઓળવવાનો લાલદાસનો તગાદો, સલાણનું ખુન, બાદ તે મુડદાથી મનહરને ખુની ઠરાવવાની નટવરની કોશીશ.

પ્ર. ૭—મેનાના શયનગૃહમાં સુનંદનું, આવવું. નટવરે મુદકું લાવવું નટવરની બનાવટી ચીઠી, મનહરનું ચીઠી વાંચી ચકીત થવું મેના તથા મનહરનો પરસ્પર પ્રેમ ભંગ; મનહર પર ખુનનું વારંટ, મનહરે બારી વાટેથી નાશી જવું, મેનાએ તેની પાછળ જવું, બાદ સુનંદાની મદદથી નટવરનું પકડાવું.

## ટેબલો.



# અંક ત્રીજો.



પ્ર૦ ૧—લાલદાસની મદદથી ખુનના આરોપમાંથી છુટેલ નટવરનો મનહરને પાયમાલ કરવાનો ઇરાદો સુનંદાએ તે સાંભળી મનહરને બચાવવા છુપી રીતે તેની પાછળ જવું વિખુટી પડેલી મેનાએ પોતાના પતીને મળવા હોસ્પીટાલમાં જવું.

પ્ર૦ ૨—હોસ્પીટાલમાં મનહરની માંદગી મેનાનો તીરસ્કાર નટવરની નીચતા ન જાણવાથી મેનાએ નટવર સાથે જવું સુનંદાનું કાળ રાત્રી રૂપે મનહરને મેળાપથ્યાનું ભાન કરાવી મેનાને પાપીના પાસમાંથી બચાવવા નટવર પાછળ જવું.

પ્ર૦ ૩—લાલદાસની વિચીત્ર સ્થીતિ ભોપાળું ફુટવું લેણદારોની ધમાલ અને આત્મઘાત.

પ્ર૦ ૪—પુરાણી તથા લાલશંકર બંનેને બનાવી દેવકીનું હરીઆ સાથે નાસી જવું, બાપ અને દીકરાનું પસ્તાવું.

પ્ર૦ ૫—નટવરનો મેના પર જુલમ સુનંદા સાથે મનહરનું બારી વાટે આવવું. મેનાએ નટવરને કટારે મારતા સુનંદાનું બચાવવું. મનહરનુ પ્રગટ થવું નટવરનું ખુન. કાળરાત્રીરૂપ સુનંદાનું સત્ય સ્વરૂપે દેખવું, સુનંદાનું સતિત્વ. મનહર મેનાનો મેળાપ સત્યનો જય અસત્યનો પરાજય,

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

श्री गणेशाय नमः

श्री

# મનહર–મેના નાટકના ગાયનો.



## મંગલાચરણ

આશાઓ—                    ૧

ૐ શ્રી ગણપતિ જય જય હે ! જગ વંદન,

નાટયારંભે સ્તવીએ........ૐ

મહિમા ગાયે દેવ શારદા ત્રિજેય,

સત્યનો તાદ્રશ્ય કરવા;

ચહી સદા તુજ પદ રજ (૨) અંજન કરીએ.

રાખી તુજ પદ ચીત ખચીત નચીંત થઇ,

સત્યને ચીતરવા,

એક સત્યં પરંધી મહી સતત્ રટીને,

ભવથી તરવા..................નાટયારંભે.

બાળાઓ— ૨

ફળ કર્મ ધર્મ કર્યાં પ્રમાણે જગત માંહી જણાય છે,
રમણીય રીતી ધર્મની એ વિશ્વમાં વખણાય છે.
ભકત ભેદ નહિં નામ વેદ મહીં તારણતરણ છતાવે.
સુજન તમામ નામ આધારે સત્ય સ્વરૂપ સીધાવે
ભય સહુ ટાળે પ્રતિ દીન પાળે,
વત્સ વહાલથી નીશદીન ન્યાળે;
શશી સમ સુયશ શ્વેત જગ છાયે......ફળ.

મનહર— ૩

અહાહાહા આજે બન્યો ભાગ્યશાળી,
સદા સુખ સાજે દેખું હું દીવાળી;
મોજ ઉડાવું દોસ્તોની સાથે
નાયકા નચાવું રંગ હું રાગવાળી. અહા.
લાખો રૂપીયા આવ્યા આ હાથે;
ખમા ખમા કહેશે ભલો ભુપ ભાળી. અહા.

સુનંદા— ૪

ગૃહસ્થાશ્રમી સુમાની, શાણા કરો છો શાની,
બળવાન બળીરાજાની, રાવણને કંસ સમાની;

અભીમાને થઇ હેરાની, માયા છે મોહ નીશાની,
આ છે રંગ પતંગી, તૃષ્ના સ્વારથની સંગી,
મૃગજળ સમ જુઓ જુવાની, આખર આ દુનીયા ફાની.

મનહર—મગજ નહીં ખા, નફટ કુલટા;
અહીંથી દુર થા, નજરથી તું જા.

સુનંદા—ગૃહસ્થાઇ—

હરિઓ— ૫

મજ ફાતરવાળો, કેવો રૂપાળો, હરજી આપેલ;
છેલ છોગળો, હરીઓ નામ હું :જાણો:......ઓહો.
હું હું પાંચજુથી પ્યાર કરીને,
જાત ભાત વિચારીને બુદ્ધિ જાગી;
લાજ ન લાગી, આવ્યો ભાગી, ન્યાતને ત્યાગી...હરીઓ.
ખું ખું ફકડ ભાકડ ફરનારો,
કાળાં પીળાં કરનારો, મુંબઇમાં આવી;
મોજ ઉડાવી; મુંડી ગુમાવી, ગયો ન ફાવી...હરીઓ.

નટવર— ૬

ફીલ્મીય ભંજન જન મન રંજન છે દુનીયામાં એ જ કામ,
વીણા ફીલ્મ બની માનવ ભટકે પણ પકડાવી ભાત કમાલ;
કેશવ—બંડળ પણ ત્રીભુવન ડોલાવે.

રેતીમાં પણ વ્હાણુ ચલાવે,—અદ્ધર પણ કીલ્લા બંધાવે,
સુરનર મુનીવર સંતો સાધુ, કંચન દેખી ભૂલે તમામ;
ભુપતિ પણ દે આદરમાન.
જરથી જાન કરે કુરબાન, હાજર હુકમે સહુ હેવાન;
સમુદ્ર તનયા તુજ પ્રતાપે, સકળ જગત પણ બને ગુલામ.

મેના— ૭

ખીલી મારા યૌવનના બાગની બહાર,
પ્રેમહાળી લતાવાળી લચકાતી લગાર;
ફુલ વેલી રસ ઘેલી હું ચમેલી નાર
સુમન કળી જાય બળી વીરહમાં અપાર.
મારા મનહર માળી વિના કરે કોણ સારવાર,
પ્યારા પ્રાણધાર ભેટો રસ ભોગી ભરથાર;
રસીયા રસીક જીવન આધાર,
સીંચો સદા અમિ રસ પ્યાર,
સુના તમ વિણ સહુ શણગાર. યૌવન.

માલતી— ૮

પ્રેમ રંગે રેલી નવેલી ચાલતી,
મેના—જાને જાણી સાહેલી શાણી માલતી;

જ.લતી—રંગ રંગીલી છબીલી અલબેલી,

મેના યૌવનના મદે ફુલી ફાલતી.

મેના—છોડી દે ચાળા નાની હું છું બાળા,

માલતી—લટકાળાને નેહે નિહાળતી... ... ...જાને.

મેના— ૯

બસ ચુપ કર હરામી હેવાન, કેમ કરે તું ગુમાન;

નટવર—ભુલ્યો મોહમાં હું ભાન, પ્રાણ કરૂં કુરબાન. બસ.

મેના—સીહણને તાવી આ નાગણ સતાવી તું નક્કી ગુમાવીશ જાન

નટવર—વાહવા વહાલી પ્રાયા,

મેના—જા જા તું કુતરા,

નટવર—(બસ આમ)

મેના—(હા હા ગુલામ)

નટરવ—(પ્રેમ જોડ)

મેના—(બસ છોડ)

નટવર—ફેશનથી ફેરવું મીટીંગમાં મેળવું,

મેના તું જાન મારી મેના તું માન. બસ.

મનહર-મેના-- ૧૦

મનહર—જાવદે જોબન ભર જુવતી જાન જવાદે

મેના—(ક્યાં જાવાદે કેમ જાવાદે શું બીજી સારીકા શોધવી છે

મનહર—આમ શું બોલો વાંકા, વેણો ભુલ્યો ભરૂરી ભાન,

મેના—આડુ આડુ શું સમજાવો, ગણી મુરખ નાદાન,

મનહર—(પ્રીય પોપટ તુરત મળશે)

મેના—(ત્યાં સુધી મેના ટળવશે)

મનહર—મન ગમતા ફળ દઉ ખાવાને, જાવા દે

કાલે મળીશું સુંદરી કરવા આ શુભ કાજ

મેના—કાલે કોણે જોઇ છે, વચન દીયો પીયુ આજ,

મનહર—સત્ય કહું આ વચન દઉં તું જવા દે.

દેવકી— ૧૧

સાડી સુંદર છટાથી હું દીલપર ધરૂં,

ગાડી મોટરમાં બેસી હું મોજ કરૂં;

લટકે મટકે લાડ લડીને,

લહેરી લાલાને લઇને હાલે ત્યાં ફરૂં.

પ્યાર સાગરમાં રસભેર ઝીલી હું તરૂં.

મધુર મીઠડી વાતો કરીને
રંગે રોળી હું પ્રેમે ઝબોળી છરૂં.
મારા વહાલા આશકનું હું મનડું હરૂં. સાહી

પુરાણી— ૧૨

પરણીશ હું એ નારી રૂડી અને રૂપાળી,
હરીઓ—બાપ સાઠી બુઢ્ઢી નાઠી, દશા માઠી—સમજ્યા,
પુરાણી—કોણ છે કહેનાર બુઢ્ઢો છું હું જુવાન જોધ્ધો;
લાલીઓ—પસ્તાશો દુઃખી થાશો, મરી જાશો.
હરીઓ—બઉમાં મરોમાં કજીયો કરોમાં
લાલીઓ—કરૂં ફજેતી હું બાપા બધે;
હરીઓ—જા જા તું દુર થા તું બાપ જા તું. પરણીશ.

વારાંગના— ૧૩

મોરી નાજુક કમર લચકાય,
અજી છોડો પીયા મોરી બાંય;
જીયા ગભરાય સૈયાં ન સોહાય—હાં હાં.
રાત બાલમ હમસેં લડે હો,
નિઠુર નીર્લજ પીછુ પડે હો,
જોબન લુંટી લીનો હાય કહાંનોકીં જાય,
સહા નાહીં જાય.........

## અંક બીજો.



સુનંદા— ૧૪

આહા પ્રભુ અજબ રંગ જગતના,

નવા નવા નિત્ય નિહાળુ ઢંગ;

મુર્ખ મીત્રની સંગમાં સ્વામી ભુલ્યા ભાન,

બહુ થઇ હેરાન મુસીબતે જાન.

બચારી આવી હું દુઃખ વિતાવી હું,

હાય હવે થયું પતિ તણું મન ભંગ...આહા.

મેના તથા સખીઓ— ૧૫

( રાસડો )

છાયો વસંત રૂતુરાજ સાજ લઇ સમાજ,

કામીનીએ સુકયા કામકાજરે ધામનાં

કામનાં ફક્ત કામી કામનાને દેવી કાજ.

સાખી.

નવલ લતા ખીલી રહી, પ્રેમ કમળ કમળ મધુવાસ;

કંઇક ભમર રસ ચુસતા, ભ્રમણુ કરે ચોપાસ.

વેણુ વાગે અજબ વેણુ વાગે,

જોને સખી જાગે મદનરાજ જાગેરે........વેણુ.

રસીકરાજ પ્રેમ કાજ સુધા માગે,

લાગે સખી મીઠી મધુરી લ્હે લાગેરે........વેણુ.

સાખી.

ભાન ભુલી ગઇ ભામની, વિરહે ઉછગે અંગ;

રોમ રોમ પ્રીત મધુરી, ઝળકે રંગ અનંગ.

પ્રીતમ આવજોરે તમ વિણુ ઉર મારૂં અકળાય,

પ્રીત નીભાવજોરે પ્યારા પ્રાણુ વિયોગે જાય,

રસીયા હવે નહીં રીબાવો;

લઇ આ જોબન રસનો લાવો,

પ્યારમાં પલાળી પીયુ પ્રેમદાને ઠારો આજ...છાયો.

સખીઓ— ૧૬

વારે બાઇ લટકાળી,

મેના— છોડોને ચાળા;

સખીઓ—ચીતમાં ચટપટ થાય.

રમજો રંગે રસીયા સંગે

લચકાતું આ જોબનીયું લુંટાય,—વાર

મેના— શરમે બાઇ હું મુંઝાઇ,

સખીઓ -પ્રેમ રસ કેમ પીવાય,

મેના— છેડ અલી તું કરમાં,

સખીઓ—જા સખી ઘરમાં રંગે રંગ રસબસતાં છો બાઇ

મનહર-મેના— ૧૭

રે સુંદરી શાણી સમજુ થઇ શું રીસાયેરે આવાર,

આવો આવો વહાલી મારા પ્રાણુ સુધારસ ખાણુ;

તું જીવન જાણુ.

મેના—જાણી તમ વાણુ,

કપટ કળાને હાવ ભાવથી ચલીત કરો પ્રાણુ આધાર,

જાવો જાવો સતાવો શું આજ;

૧૭

મનહર—પ્રીયા તારે કાજ હઉં પ્રેમ રાજ એ સુંદરી
પ્રેમ ભક્તિમાં પરવશ કીધા મનહર મુગ્ધા નાર...આવો.

૧૮

અચ્છન —

મારે મહોલે પ્રેમેથી પધાર્યા મહારાજ,
બની દાસી આભારી મારા શીરતાજ;

લાલદાસ—આનંદકારી છબી નીહાળી ઠરે હૃદય આ પ્યારી.

અચ્છન—રસ રંગે ઉમંગે ઉછરંગે તમ સંગે,
રહી રમું હું આજ......મારે

૧૯

ચપક-ચંપા—

કુજલવાને હાય સઇયાં બડા દુઃખ દીના
બડા દુઃખ દીના, હારે બડા દુઃખ દીના;
નણુદી હો તો હીલ મીલ રહતિ,
સોતનીયાને હાય.........સઇયાં.

૨૦

હેવલી-હરીઓ—

બની બાળા રંગીલી, છલઅલવાળી છબીલી;
ધીમી ચાલે ચાલું છું જુઓ જરા નવા નવા કર નીત નખરા

હરીઓ—રૂડી રૂપાળી નારી નખરાળી મારી,
હેવલી લાગે તું અપ્સરા.

દેવકી—પરણી પુરાણીને જાદવ ઘરે,
હરીઓ—અરે આજ બાળકના કરાવીશ કાંકણ.
દેવકી— ... ... ... બની.
સ્ત્રીઓ— ૨૧

સોનાની સળીએ માંડવો રૂપાની વળીએ માંડવો
માંડવડે મળ્યારે મોરાર છપ્પન કરોડ જાદવ મળ્યા;
રાધા વહુ નટવર ભાઇને વીનવે,
અલબેલા રાય જગ દેખાડ, રાય જગ હોયરે રળિયામણો
રાય જગ હરીશંકર ભાઇને માંડવે,
નરનારી ત્યાં મંગળ ગાય, વર વહુ દીસે સોહામણો,

સ્ત્રીઓ— ૨૨

ઢોલીડા ધડુક્યા લાડી ચાલો આપણે ઘેરરે,
ઉભા રહો તો માગું મારા દાદાજીની શીખરે
હવે કેવી શીખરે લાડી હવે કેવા બોલોરે,
પુરણચાને પીયારા લાડી ચાલો આપણે ઘેરરે.

મેના— ૨૩

વ્હાલા વહેમ વિસારો હૃદયથી,
વેણુના બાણ કાં મારોરે........વહાલા.
શું સુણ્યું આ સમે બોલી આવી તમે,
મારી છાતિ પતિ વિદારોરે......વહાલા.
હું બની દુઃખણી અરેરે અભાગણી;
પીયુ પ્રેમ જરા વિચારોરે......વહાલા.

# અંક ત્રીજો.



મેના— ૨૪

પતિને ન વિસારૂં રે હું પલવાર,
મુઝાય મન મારૂં રે સાંજ સવાર;
સ્વામીને હું સહાયકારી થવા જતાં હામ હારી.
લાગી છે વિયોગકારી હૃદય કટાર... પતી.
વિપત્તી વાદળ મારે, આવી નડ્યું આ સંસારે
સંકટ ક્યારે નિવારે સરજનહાર...... પતી.

મનહર— ૨૫

ધાર્યું ધણીનું થાય મનવા શાને તું અથડાય.
બાજી ક્ષણે ક્ષણે બદલાય, પામર જનો વૃથા પસ્તાય,
ક્ષણ દુ:ખ ક્ષણ સુખ ચડતી પડતી ભારી મુરખ શીદ મુંઝાય
ભાગ્યમાં જે લખેલ હોયે,
તે માંથ્યા કરી શકે ન કોય એ ઉરમાં સમજાય. મનવા

સુનંદા— ૨૬

અરે હે શાણા શરણ જ્ઞાતીનું લઇ,
[illegible] લઇ કે રોળે ભામ પુરૂષાર્થનોઃ

ઈશની રચના ન્યારી, વિચારી ધારી તું જા.
સુકે માન મહિપતી, ઘર ઘર રહતાં દુઃખ
પાપીઓ જય જગતમાં દાતાને નહીં સુખ,
હરીચંદ્રે વેઠી વિપાત, સુદામાની હતી શું સ્થીતી
નળ દમયંતીની ગતિ, થઇ પાંડવોની પડતી,
દશારે દુઃખી ભાવી બળથી સૌને માથે વીતી...અરે હે.

દેવલી— ૨૭

જાઓજી જાઓ હારી ગઇ હારી, ગઇ છું હું હારી
શાને સતાવો છો આમ
પુરાણી—ઓહો નખરાળાં છો લટકાળા નાની બાળા
દેવલી—જાણ્યા ચાળા તમારા તમામ... જાઓજી
પુરાણી—ઓહોને પુરાણીથી મીઠી મીઠી આ વાણીથી
વારે મારી નવી નાડ઼ પ્રેમ તણા પાણીથી.
દેવલી—બની કાલા ઘેલા શાને આપો છો લેવાને લાણ,
પુરાણી—વારૂં છું હું પ્રાણ આ માડો કાં મોકાણ હાર્યો હું હાર
દેવલી—છોડોને નામ શું કાલું કામ... ... ...જાઓ

૨૮

પુરાણી—ઘોળામાં ધુળ ધાલીને આ ચડયા ગધેડે ઠાલા.

લાલીઓ—લટકયા લાડીથી બાપા વિણો ભાજી પાલા

હરીઓ—જો જો ભાઇઓ આ બંદર કાળા મોઢા વાળા,

લાલીઓ—ક્યાં એતરપાળ ખોવાણા

પુરાણી—ભાઇ ફરમે કાળા પાણા,

હરીઓ—આ દરજીના ફંદે બેટા ફસાણા.

કેવલી—( વાહરે બટલર શાણા )

પુરાણી—આ સાધુ કર્યા ભાઇ નસીબો ફર્યા,

બધા—જોજો બાકુતી બૈરીનાં ગડબડ સડબડ ગોટાળા. ઘોળામાં

પુરાણી— ... ... ... ... ...ઘોળામાં.

## ગીત સાથે ડ્રોપ.



# જાહેર ખબર.

અમારી કંપનીના નીચેલા નાટકોનાં ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી રોકડી કિંમતે મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ | કિંમત. | ચોપડીનું નામ | કિંમત. |
|---|---|---|---|
| બિલ્વમંગળ ઉર્ફે સૂરદાસ | ૦—૩—૦ | માતૃપીતૃ ભક્ત પુંડલીક | ૦—૩—૦ |
| શ્રી ભક્તિવિજય | ૦—૩—૦ | વિશ્વ પ્રેમીકલાપી | ૦—૩—૦ |
| સુરેખા હરણ ... | ૦—૩—૦ | અમર લક્ષ્મી ... | ૦—૩—૦ |
| નાગર ભકત ... | ૦—૩—૦ | પીપાભગત ... | ૦—૩—૦ |
| નીલમ માણેક ... | ૦—૩—૦ | હોથલ પદમણી | ૦—૩—૦ |
| યોગકન્યા ... ... | ૦—૩—૦ | જેસલ તોરલ ... | ૦—૩—૦ |
| મનહરમેના ... | ૦—૩—૦ | બીરબલ બાદશાહ | ૦—૩—૦ |
| મહાશ્વેતા-કાદમ્બરી | ૦—૩—૦ | પ્રવિણ સાગર ... | ૦—૩—૦ |
| જોહરે શમશીર | ૦—૩—૦ | રાજ લીલા ... | ૦—૩—૦ |
| શ્રી જયમતી ... | ૦—૩—૦ | મહારાજા શાંતનુ | ૦—૩—૦ |
| ઉર્વશી—પુરૂરવા | ૦—૩—૦ | માલવિકા—અગ્નિમિત્ર | ૦—૩—૦ |
| કનક કેશરી | ૦—૩—૦ | સ્વામીભકત સામાન્ત યાને વીર દુર્ગાદાસ ... | ૦—૩—૦ |

**વિઠ્ઠલદાસ હેમજીભાઈ ભાવનગરવાળા.**

શ્રી વિ. નો. ના. સમાજ.